**પીવા માટે** દાડમનાં ઝાડના મુળીઆંની છાલ કાઢી બે ઔંસ લઈ એક પાઇંટ જેટલાં પાણીમાં ઉકાળી અર્ધું પાણી બળે ને ગાળી લઈ અર્ધું ગ્લાસ દિવસમાં ત્રણ ચાર વખત પાવાથી વાળો નીકળી આવે છે.

**૩૩૫–ધનુરવા** Tetanus નું કારણ હાથ પગમાં કંઇ પણ ભોકાવાથી જેવી કે છરી કાતરનું લોખંડ, ખીલો, લાકડાંની સરાક પેવસ થવાથી તેમજ પડી જવાથી રસતામાંનો કચરો મટોડીમાંના જંતુઓ ઘામાં પેવસ થાય તે બરોબર ધોયલું નહિ હોય તો એ દરદ થાય છે, માટે હમેશાં તુરત ધોઇ સાફ કરી કોલોનવૉટર અથવા આયોડીન લગાડી દેવું. શરૂઆતમાં મોઢું ને ચાવણીઆં બીડાઇને હાથ પગ તથા શરીરની નસો અકડીને કઠણ થઇ જાય છે, ખોરાક તેમજ દવા પાતી વખતે દરદીનાં ગળામાં આંકડાં આવવાથી ગુંગળાઇ નહિ જાય તેની સંભાળ લેવી. કેટલીક વખત એ દરદનું જોર નરમ પડવા વગર કંઇબી ખોરાક આપી શકાતો નથી. એને માટે તૈયાર બનાવેલી રસી આવે છે તે ડૉકટર પાસ પીચકારી વડે મુકાવવાથી સારૂ થાય છે.

---

## પ્રકરણ ૫૦.

---

## માથું દુખે તેનો ઇલાજ, સરકમ, તાવ, ગોવરૂં, કમળો તથા નબળાઇના ઉપાયો.

---

**૩૩૬–માથું દુખે** કોઇ વખત શરદી, ગરમી, પીતના જોર, નબળાઈ એવાં અનેક કારણથી, આંખના બીગાડાને લીધે પણ માથું દુખી વાંચવા લખવામાં હરકત કરે છે.

કપડાંનો ટાઇટ પાટો કપાળ ઉપર બાંધી રાખવાથી કોઇક વખત માથું નરમ પડે છે, જોઇએ તો ઠંડા પાણી અથવા કોલોનવૉટરમાં ભીનવીને બાંધવો. કેટલીક વખત બોચીપર શેક કીધાથી નરમ પડશે.

**પીતના જોરે** માથું દુખે તો ટંડું પાણી એક વાઇન ગ્લાસ જેટલામા એક ચમટી સોડા બાઇકાર્બ નાંખીને પાવું. થોડો લીંબુનો રસ ભેળવો કોઇને ઊલટી થાય છે, એસપરીન Asperin ની ગોળી કે પાઉડર લીધાથી માથું નરમ પડશે ઘણુ નહી લેવુ. ગરમ ગરમ ચાહ પીવાથી માથું ઉતરે છે, અથવા રાતે સુતી વખતે ગરમ પાણીમાં પગ ઝારવા. અગત લાગે તો જુલાબ કેલોમલનો લીધાથી પીત નીકળી જશે.

**શરદીથી દુખતું માથું** બોચી ઊપર રાઇ મારવી અથવા સુંઠ બ્રેન્ડીમાં ઘસીને કપાલ ઉપર ભરવી. પગને શેક કીધાથી પણ ફાયદો થાય છે. તેમજ ગરમ પાણીમાં સાકર સાથે બ્રેન્ડી અથવા

વ્હિસ્કી ભેળી પાવો, ગમે તો તેમાં સહેજ મોસંબીની સુકી છાલ નાંખવી. સાધારણ માથું દુખે તો સવારમાં ભુખે પેટે સોજી તાજી જલેબી થોડાં દિવસ ખવાડવી. ગુલાબનાં અથવા ઓવલાંના ફુલોના તકીઆ ઉપર માથું મુકવાથી દુખતું માથું નરમ પડે એમ કહે છે. માથું તથા ચાવણીઆં વિગેરે સરદીથી દુખે તો થોડો બ્રેન્ડી ત્રાંબાનાં વાસણમાં રેડી તેમાં મેચીસ સળગાવીને લગાડી બળતું થાય ને અર્ધી મિનિટમાં બુજવી નાંખી તે ગરમ બ્રેન્ડી રાતે સુતી વખતે લગાડવાથી દુખતું નરમ પડી જાય છે. સરદીમાં જ્યાં આવ્યા પછી ગરમ પાણીમાં લીંબુનો રસ ને ખાંડ નાંખી પીધાથી સરદી થતી અટકશે. ઠંડી વાગતી હોય તો કાને પાટો બાંધવો યા કાનમાં રૂ ખોસવો, પગનાં તળીઆં શેકવાં.

**લગાડવા માટે** પેપરમીન્ટનાં ફુલનું કોલોનવાટર નાક, કપાળ, ચાવણીયાં પર લગાડવું તથા ગળાંમાં તેનો બાફ લીધાથી ઘણો ફાયદો થશે, થોડો વખત તેનો ગરમ ઝણઝણાટ લાગવા પછી નરમ પડશે. ચોપડવાની બીજી દવાઓ અજમાવવી, બાંમ તેલ વિગેરે.

કસરતમાં આપ્યા મુજબ ગોળ કુંડાળાંની માફક માથું થોડો વખત ફેરવ્યાથી પણ લોહીનો જોસ કમી થવાથી માથું નરમ પડે છે,

**ગરમીથી માથું દુખે** તો તાલક ઉપર ઠંડું પાણી રેડવું અથવા તો આઇસ ફેરવવું. ગુલાબ કે ઠંડા પાણીમાં સુખડ ઘસીને ચોપડવાથી પણ માથાંને આરામ થશે.

**તડકાંમાં લુ લાગે** તો માથાં ઉપર ઠંડું પાણી રેડવું અથવા કપડુ ભીનવીને ચાલુ મુકવું આઇસ વધુ ફાયદો કરશે, કેટલીક વખત બોચી પર રાઇનુ પ્લાસ્ટર મારવાથી ફાયદો થશે.

**માથાંની ન્યુરેલ્જીક પેન** Neuralgic pain નસમાં થાય છે, જેના સબબથી માંથું આખું યા અર્ધું દુખે છે તે એસ્પરીન ગોળીઓ લીધાથી નરમ પડશે. કોઇના ખરાબ દાંતને સબબે પણ ન્યુરેલજીક પેન મોઢાંના કોઇબી ભાગપર થાય તો દાંતના ડૉકટરને બતાવવા, લગાડવા માટે ઓલીવ ઓઇલ અથવા મીઠું તેલ બે ઔંસમાં કપુર અર્ધો ઔંસ પીગળાવી વાપરવું, જોઇએ તો તેટલું કલોરોફોર્મ ભેળવું. કેવડાનાં મુળીઆં પાણીમા ઘસીને કોઇ લગાડે છે.

જમણી બાજુનું માથું દુખે તો ડાબો હાથ ઘણા ગરમ પાણીમાં બોળી રાખવો અને ડાબું હોય તો જમણો બોળવાથી કોઇને નરમ પડે છે.

જે બાજુનાં માથામાં પેન થતી હોય તે બાજુના નાકમાં બારીક વાટેલું નીમક ચમટીમાં લઇને સુંઘવાથી ફાયદો થશે. સરકામાં કપડું બોળીને ગરમ અભી અથવા તાટેલી ઇંટ ઉપર મુકવાથી તે ગરમ થઇને વરાળ નીકળે તે કપડું શેક કરવા લેવું.

વેસલીન પાંચ ડ્રાંમ પેપરમીન્ટના ફુલ ચાલીસ ગ્રેન, કોકેન પંદર ગ્રેન, કલોરલ દસ ગ્રેન સર્વે મેળવીને લગાડવું. સુંઠને છુંદી

ભુકી કરવી અથવા બ્રેન્ડી સાથ સુંઠનો ગાંઠીઓ પત્થર પર ઘસી ઘટ થાય ને સહેજ ગરમ કરી માથે લગાડવી. જોઇએ તો સાથે મરીને પીપર પણ ઘસવા સારૂ લેવાં ચોખાનો આટો, મરીની ભુકી, છુ દેલુ લોબાન ત્રણે સરખા વજનનું ભેળી ગરમ કરી કપાળ પર લગાડવાથી માથું નરમ પડે છે.

**માથું યા મગજને શકિત આપવા** નબળાઇના ઉપાયમાં લખેલી રાબડી પાવી અથવા બદામનુ તેલ રોજ લગાડવું, અથવા કોપરેલ સોજામાં અગર ઘસીને ચોપડવું.

**૩૩૭–સરકમ** સરદી કેટલીક વખત હવાના ફેરફારથી, પરસેવા પર પવન લાગવાથી થાય છે ટીંકચર કેમફર કો Tincture Camphor Co નામની દવાનાં પંદરથી વીસ ટીપાં થોડાં પાણીમાં નાખી પાવાં, વધુ લીધાથી તેની કેફ લાગે છે. નાનાં બચ્ચાંને પાંચ ટીપાંને સુમારે આપવાં. એસપરીન પીધાથી પણ નરમ પડશે. સરદી લાગી શરીર દુખે તો શેક કરવો અથવા રાતે સુતી વખતે ગરમ પાણીમાં રાઇ નાખી પગ ઝારવાથી ફાયદો થશે. શેક કરવાની રીતમાં આપેલુ છે.

કોલોનવૅાટર, અમ્રુ અથવા કપુરના ટુકડા પર છાંટી સુંઘવું તપખીર સુંઘવાથી છીંક આવી કેટલીક વખત સરકમ નરમ પડશે. આયોડીન, પેપરમીંન્ટનું તેલ, યુકેલીપતસનું તેલ, કંઇ પણ સુંઘવું ગાયના દુધમાં અફીમ ઘસીને ચોપડવું, અથવા રાઇનું પ્લાસ્ટર મારવું.

**કાહવો પીવાનો** બનાવવા સુંઠનો નાનો ટુકડો, પીપરીમુળનાં ગાંઠ આઠ કટકા, ઉજરાં મરી આંઠ સર્વેને સહેજ ખોખરૂં કરી એક પ્યાલુ ભરી પાણી સાથ ચુલ્હે ઉકાળી જોસ આવ્યા પછી ખરી સાકરના પાંચ નાના ટુકડા નાખી પીગળી જાયને ચારણી વડે ગાળી અર્ધો પ્યાલા જેટલું ગરમ ગરમ પાવાથી સરદી જશે, તેમજ વાઇનું જોર હોય તે પણ નરમ પડશે અને છાતી તથા પેટમાંનો પવનબી છુટો પડી જશે. એમાંનો બાકી રહેલો અર્ધો ભાગ પાછો ગરમ કરી દિવસમાં બીજી વખત પાવો અગત પડે ત્યારે, જોઇએતો અંદર દુધ નાંખવું. મરીની ચાહ પણ સરદી તોડે છે. તજનાં ગરમ પાણી સાથ બ્રેંન્ડી અથવા વ્હીસ્કી પાવાથી પણ સરદી નરમ પડશે; દવા પીવાની આગલ આપી છે. લેમનેડ ગરમ કરી પાવો, અથવા ગાયનાં દુધમાં થોડાં કાળાં મરી ને ખડી સાકર નાખી ગરમ ગરમ સરકમ હોય ત્યારે પાવું.

ચના ખવડાવવા અથવા ખારીક છુદીને સહેજ નીમક ભેળી રાતે સુતી વખતે ખાધાથી સરકમ પાકીને નરમ પડે છે.

કવીનીન Quinine ની ગોળીઓ અથવા ભુકી સહવારમાં તેમજ અગત પડે તો સાંજે બે ચાર ગ્રેન આપવી; Amoniated Quinine વધુ અસરકારક છે; અધી ચમચી અર્ધા ગ્લાસ પાણીમાં આપવું, જલદી સરકમ નરમ પડશે, એ ઝાઝું કલવું પણ લાગતું નથી.

# તાવ તથા તેપર પીવાનો કાવો.

**૩૩૮–તાવમાં** શરીર તથા કંમર દુખે તે માટે ઝાઝું દાબવું નહિ તેમજ પાણીની તરસ લાગી જીભ સુકાય છે. કોઇબી સોકનેસ વખતે બનતાં સુધી પહેલો જુલાબ આપેલો સારો છે તેમજ ટાઇફોઇડ જેવી તાવમાં કોઇક વખત ચાલુ એરંડીઆનો જુલાબ અથવા ઈનીમા આપવી પડે છે.

**મેલેરીઆ તાવ** Malaria મચ્છરનાં દંખથી કેટલીક વખત આવે છે. એ તાવ ચઢવા આગમચ ટંડી વાગે છે, એવી ભીનાશવાલી જગ્યામાં મચ્છર હોય ત્યાં બનતા સુધી કુરતીનમાં સુવું. કોઇકને આંતરે પણ આવે છે. કવીનીન ચાલુ સહવાર બપોર રાત મળી આંઠથી દસ ગ્રેન મોટાંએ લીધાથી એ તાવ જશે, કેટલીક વખતે પીચકારી વડે કવીનીન (Inject) શરીરમાં દાખલ કરવાથી વધુ સારી અસર કરે છે; આયોડીન Iodine નામની દવાનાં ચાર પાંચ ટીપાં એક ગ્લાસ પાણીમાં કેટલાંકને પીધાથી ફાયદો કરે છે. ક્રેનબેરીઝ Cranberries નામનાં ખાટાં ફળની જાંમ જેલી પણ કોઇને મેલેરીઆ પર ખાધાથી ફાયદો થશે. આખાં લીંબુની બારીક સ્લાઇસ છાલ સાથ કાપી ત્રણ પાંઇંટ પાણી·સાથ મટોડીના વાસણમાં ચુહલે ઉકાળી એક પાઇંટ જેટલું રહેને ગાળી નીચવી લઇને તેમાંથી સહવારે ભુખે પેટે એક વાઇન ગ્લાસ જેટલું રોજ પાવું. જોઇએ તો ગરમમાં ખાંડ ભેળવી.

કરીઆતું બે ત્રણ આંગળા જેટલી ડાંખલીઓને તોડી નાના ટુકડા કરી એક ગ્લાસ ટંડાં અથવા ગરમ પાણીમાં ભીનવીને પાવું, સહવારમાં ભુખે પેટે લીધેલું ફાયદાકારક છે. ટંડાં પાણીમાં લેવું હોય તો રાતથી ભીનવી રાખવું. બનાવવાની રીતો આગળ પરચુરણમાં આપેલી છે. નીમકને ભઠ્ઠીની બાજુમાં મુકી લાલ કોરી જેવા રંગનું ભુંજાય ને એક ચમચી ભરીને ટંડાં પાણી સાથ પીગળાવી રોજ પાવાથી કેટલીક વખત મેલેરીઆ તાવ જાય છે.

**તાવનું જોર વધુ** કોઇબી જાતનું હોય તો માથાં ઉપર કોલોન-વૉટર પાણીમા કપડું ભીંનવીને ચાલુ મુકવું; પેચના બુચની સીસીમાં બનાવી રાખેલું છાંટવા સારૂ સવલ પડે છે. આઇસ ફેરવવું અથવા કોથલીમાં ભરીને મુકવાથી માથે ટડક રહેશે. બ્રેન્ડી કે રમમાં કપડું ભીંનવી ને પેટ ઊપર મુકવું અથવા સ્પંજ ટડા પાણીમાં બોળીને આખાં શરીર પર ફેરવી તુરત બીજાં સુકાં કપડાંએ નુછી નાખવાંની પણ તાવ ઉતારવાની રીત છે. આખા પગ ઉપર પુકાં અથવા ટંડાં પાણીમાં કપડું બોળી નીચવી કાઢીને વીંટાળી રાખવાથી તાવ ઉતરશે, તે વખતે પગનાં તળીઆં ટડાં લાગે તો સેકની કોઠલીઓ ત્યાં મુકવી. ઘણી ગરમીના દિવસ હોય ઓરડામાંની ગરમ હવા ટંડી રાખવા બારી બારણા પર પાણીમાં ભીનવેલી ચાદરો બાંધવાથી બહારનો ગરમ પવન પણ અંદર આવતાં ટંડો લાગશે.

**ઇનફ્લુએનઝા તાવમાં** પણ શરીરનાં સાંધા દુખે છે કવીનીન તથા સાધારણ તાવનાં ઈલાજો કરવા એ પણ ઊડતું છે ઘરમાં એકથી બીજા ને આવવાનો સંભવ રહે છે. દુધ ગરમને ઠંડુ પાડી એક કપમાં બે ચમચા બ્રેન્ડી કે વહિસ્કી ભેળી પાવાથી ફાયદો થશે.

**તાવ ઉતરી** જઇ પરસેવાથી કપડાં ભીનાયલાં હોય તો બદલાવવા, અથવા શરીરને કપડાં વચ્ચે બીજો રૂમાલ કંઇપણ મુકવો જે ભીનાયાથી કાઢી બીજો લેવો, કપડાં ઘડી ઘડી બદલાવવાં પડશે નહિં.

**ભાતની તાવ** Hay fever જંગલોમાં સખત તાપ પડવાથી તેમજ ભાતની કાપણી વખતે હવા બગડવાથી આવે છે તે વખતે માથાં પર આઇસનાં અથવા અમથાં પાણીમાં કપડું બોળી બાંધવું ને સુકાય કે પાછું ભીનવવું. કવીનીન પીવાથી એ તાવ જશે.

**સુંઘવા માટે** ઓલીવ ઓઈલ એક ચમચામાં નાનો કપુરનો ટુકડો અંગાર પર પીગળાવી તેમાં આંગળી બોળી નાકના નીચેના ભાગમાં સહેજ ચોપડવાથી દમમાં જઇ ફાયદો થશે.

**તાવ ઉંટીઉંટુંતીઉં** Dengue fever શરીરના ઘણાક સાંધાઓ અકડી જઈ દુખે છે અને ઉઠવા બેસવાની મુશકેલી નડે છે અને કોઇકને ઘણો લાંબો વખત વેર તેની અસર રહેશે. કેટલીક વખત ઠંડાં પાણીમાં કપડું બોળી દુખતા ભાગો પર વિંટાળવાથી ફાયદો થાય છે અને કોઇકને ગરમ સેકથી આરામ લાગશે. લીમડાનો પાલો પાણીમાં ઉકાળી તેણે નાહવું.

**તેલ લગાડવા** એક ઔંસ ઓલીવ ઓઇલ અર્ધો ઔંસ અંબરનું તેલ ભેળી બરડાના કાંઠા પર ચોળવું, જોઈએ તો સાથે લવંગનું તેલ લેવું.

ટાઇફોઇડ Typhoid તાવનું ઘણુંખરૂં કારણ ખરાબ પાણી, દુધ, અથવા ફ્રુટ કે બગડેલી તરકારી વિગેરે કંઇ પણ તેવી ચીજ જેની અંદર તેનાં જંતુઓ ખાધામાં આવીને આંતરડાંને નુકશાન કરે છે. એ કેસોની શરૂઆતથીજ પેટ ચઢેલું રહે છે અને જબાં સુકી ભુરા રંગની ને તેપર ઠરો માલમ પડે છે, બેથી ત્રણ અઠવાડીઆં અથવા વધુ લાંબે વખતે ચઢ ઉતર થઇને કેટલીક ગંભીર બીમારીમાંથી દરદીને પસાર થવું પડે છે. એના જર્મ્સ લોહી ડૉકટર પાસ તપાસાવ્યાથી મળશે.

તાવનાં જોર સાથ નાડ વધુ ઝડપે ચાલે છે. કેટલીક વખત ૧૨૦ થી ૧૫૦ ને સુમારે મિનિટની ગણાશે ને તેનાં પ્રમાણમાં દમબી વધુ જોરમાં લેછે. કોઇને તે વખતે ઝાડો થાય વળી કોઇને નહિ થાય તો રોજ એનીમાં કે થોડું એરંડીઊ ડૉકટરનાં ફરમાવ્યાથી આપવું પડે છે, બેભાનીમાં શરીર પરનાં કપડાં એંચે છે, તેમજ નાક, હોઠ વિગેરે ટુપે છે, તે સાથ બોલવાનું ધીમું સમજ નહીં પડે તેવું થાય છે. જે તાપ નરમ પડવે પાછી સર્વે હોશીઆરી આવે છે; કેટલાંકોને બોલવા ચાલવાની શકતી પણ લાંબે વખતે આવે છે, એ તાવ મુદતેજ જશે.

દવા દારૂ તથા સારી માવજતથી (નર્સીંઇંગ) થી તેવા કેસો સારા થવાની આશા રહેશે.

ખોરાકી વિગેરેની સંભાળ લેવી, એ તાવ ઉતર્યા પછી પણ થોડે દિવસે કોઇકને પાછી આવે છે જેને રીલૅપ્સ Relapse કહે છે જે વખતે દરદી નબળું પડેલું હોવાથી સંભાળ લેવાની વધુ મુશ્કેલી પડશે. તાવ ઉતારવા માટે ચાલુ માથાં પર કોલોનવૉટર પાણી અથવા આઇસની કોઠલીઓ માથાં તેમજ પેટ પર કોઇને રાખવી પડે છે, ટંડાં પાણીએ સ્પંજ કીધાથી પણ તાવ ઉતરે છે. એ માટે નર્સીંગમાં આપેલું છે.

થોડા વખત વેર નબલાઇને લીધે સાધારણ નોરમલ સાડી અઠ્ઠાણું કરતાં હેઠે તાવ ઉતરેલી (સબનોરમલ) રહે ત્યાર પછી પાછી ચઢતી નથી; ટાઇફૉઇડ જેવી આંતરડાંની તાવ ગયા પછી દરદીને ભુખ વધુ લાગે છે, તે વખતે ખાસ કરીને કઠણ અને જરે નહિં તેવો ખોરાક મુદલ આપવો નહિ ગમે એટલું માંગે તે છતાં કારણ ઘણુંક અભણ• લોકો તેવી રીતે ઉતાવલે ખવડાવવાથી આંતરડાંને નુકશાન પહોંચાડી તાવ પાછી આવવાથી તે કેસો બગડી જાય છે તેમજ જલદી ઊઠા- ડવું ચલાવવું નહિં. એ તાવની અટકાવ માટેની રસી Preventive serum પણ કેટલાંક સાંજાંઓ શરીરમાં મુકાવે છે જ્યારે ગામમાં કે ઘરમાં તેવા કેસો વધુ બનેલા હોય છે ત્યારે બચાવ માટે.

**સાધારણ તાવનો કાવો** તાવ ચાલુ સહેજ આવ્યા કરે તો ગરમાળો ત્રણ પૈસાનો ને કાળી દ્રાક્ષ ત્રણ પૈસાની લેવી. ગરમાળાને ભાંજી વચમાંનો ગર કાઢી લેવો અને દ્રાક્ષ બેઉને ભેળી તેના ચાર ભાગં કરવા; એક ભાગને એક ગ્લાસ ટંડા પાણીમાં રાતના ભીંનવવું સવારે તે ગરને બરાબર ચોળી તેનો કસ પાણીમાં ઓગળે ને ઝીણા કપડાંએ ગાળી સહેજ સાકર ભેળી તે પાણી પી જવું. એ પ્રમાણે ચાર દિવસ સુધી એક એકો ભાગ પીવાથી પેટની ગરમી હેઠે પડી પેટના ખુલા- સાથી બુખાર આવતી અટકશે.

કરીઆતું ૧ આનાનું, સાપસંન, ઉજળાં મરી, પીપરીમુળના ગાંઠ, સુંઠ, ધાણા, વરીઆળી, એવરદસ, ઉનાબ, કાળી દ્રાક્ષ એ દરેક ચીજ એક એક આનાની લેવી. સર્વેને બારીક છુંદી ચાર ભાગ કરવા. એક ભાગને દોઢ શેર પાણી નાંખી મટોડીના વાસણમાં ચુલ્હે ઉકાળી • એક ગ્લાસ જેટલું પાણી રહે ને ઉતારી ટંડું પડે ને પાવું ને એજ છુંછો બે થી ત્રણ વખત ઉકાળવામાં વાપરવો. કારણ કે તેનો ગુણ વધારે છે, તેથી વધારે વખત નાહે વાપરવો. પછી જોઈતું હોય તો બીજો ભાગ ઉકાળવો. એ પ્રમાણે દહાડામાં બે ત્રણ વખત એક એક ગ્લાસ પીવાથી ફાયદો થશે.

**ઝેરી તાવ** કોઈકને ૧૦૭ થી ૧૦ ડિગ્રી વેર પણ ચઢે છે તેમાંથી તેવા કેસો સારા થવાની આશા રહેતી નથી.

## ગોવરૂં, સહીએડ, કમળો, નબલાઇનાં ઊપાય.

**૩૩૯–ગોવરૂં** આવવાની નીશાણી પેટ તથા મોઢું અને હાથ પગ પર લાલ અરાઇ જેવી છાંટ દેખાય છે. પહેલા દિવસ પછી તેનું

જોર સાત દિવસ સુધી વધતું જાય છે અને આખું અંગ ભરાઈ ને પછી આસ્તે આસ્તે ત્રણ ચાર દિવસે પોતીકી મેળે જોર નરમ પડી ને નવમે દિવસે શરીર સાફ થાય છે. પહેલી નીશાણી દેખાય તે કોઇક દુધમા ગોળ ભેળીને પાય છે જેથી ગોવરૂં બહાર નીકળશે. જે માફક અંગની બહાર ફુટી નીકળે તેજ માફક અંદર પેટમાં ગળાંમાં અને તાળવામાં દરેક ભાગમાં પણ કોઇને થાય છે. દવા એ ઉપર ઝાઝી આપતા નથી, એ નીકળે તે વખતે તાવનુ જોર પણ વધે. કોઇને ઉલટી પણ ઘણી થાય. એનું જોર નરમ પડતાં તાવ પણ દવા વગર પોતીકી મેળેજ ઉતરશે. તેટલા દિવસ નહવાડવુ નહિ. બરાબર ઉડી જાય ત્યાર પછી નહવાડવું. જ્યાં ગોવરૂ દેખાવ દે ત્યાંથી નાનાં બચ્ચાંને દુર રાખવા, કારણ એ ઉડવાનો સંભવ રહે છે, ઘણું કરી જ્યારે તે સુકાઇ ચામડી ઉપરથી છોટલા નીકળવા માંડે ત્યારે. ગોવરાંની ગરમીથી કોઇ વખત પછી મરડો પણ થઇ આવે છે. માટે ઠંડક સારૂ દુધ તથા સાગુ ચોખાની કાજી ઇસબગોળનાં બીઆ પાણીમાં ભીંનવી પાયાથી પણ પેટમા ઠડક વળે છે.

**ચીકન પૉકસ** Chickenpox છાગરા જેવા ઝીણા છુટા દાણા (અછબરૂં) તે પીઠ તેમજ પેટ પર નીકળી ચાર પાંચ દિવસમાં સુકાઇ જાય છે.

**સહીએડ** Smallpox મોટા દાણા ભરાયલા આવે છે. ઘણા જોરમાં હોય ત્યારે તાવ પણ સાથે ઘણો થાય છે અને કોઇક ને સહીએડ આંખમાં પણ આવ્યાથી આંખનેથી નુકશાન થઈ અપંગ થાય છે. ગાયને પણ સહીએડ Cowpox એને મળતાજ આવે છે માટે તેના સહીએડમાંની રસી કાઢી ને માણસને મુકે છે. સીસીમાં ભરી રાખેલી કરતાં વાછરડાંમાંથી તાજી કઢાવી મુકાવવી. સહીએડની રૂતુ હોય ત્યારે પાંચ સાત વરસે નાના કે મોટાંએ બચાવ માટે મુકાવવા.

**કમળાવાળાં માણસનું** અંગ પીળું થઇ જાય, આંખ પીળી દેખાય અને કોઇકને પરસેવો પડે તે પણ તેવાજ રંગનો હોવાથી કપડાં પણ પીળા હળદરના રંગના થઇ જાય છે.

કમળો થાય તો કેરબાના દાણાની હારડી ગળાંમા યા હાથમાં પહેરાવવી, અથવા બીછાનામાં પાસે મુકવી. કેરબો ગરમ કહેવાય છે. એ કમળાવાળાં માણસને પહેરાવ્યા પછી ધોઈ નાખવી.

દુધ ને સોડા ભેળી બે ગ્લાસ લઈ તેમાં એકમાંથી બીજામાં બે ચાર વખત રેડી ફીણ ચઢે ને તે પાવાથી ગરમી ઓછી થશે, તેમજ પહેલા શરૂઆતમા જુલાબ આપવો. લીંબુનો રસ પાવાથી ફાયદો થશે.

સેકટાની શીંગને છોલી પાણી નાખી બાફીને તે બાફેલું પાણી તેમાં સહેજ નીમક તથા બે ટીપાં લીંબુ નીચવી તે પીવાથી કમળો જલદીથી નરમ પડશે, મીઠી તાડી પાવાથી કમળાના ગરમી ધોવાઇ જશે.

શેરડીને આખી ચુલામાં ભુંજીને પછી રાતે ઠારમાં મુકી કમળાના દરદીને ખવાડવી. કાળા ગરમાળાનો ગર પાણીમાં ભીંનવી

ચોળીને સહેજ સાકર નાંખી ગાળીને પાવું; તેનાથી પેટ આવે છે. હરદે ને કાળી દ્રાક્ષ સરખાં વજનની ભએ ટેઢયાંની લઇ પાણીમાં ભીંનવી ચોલીને તે પાણી રોજ તાજું બનાવી પાવું અથવા ગોળીઓ કરીને પાણી સાથ ગળાવવી.

**૩૪૦—નબળાં** માણસને શક્તિનો ખોરાક દુધ, ઇંડાં, સુપ, કૉડલીવર ઓઇલ (મચ્છીનું તેલ), પોર્ટ વાઈન, સાકર પણ પુરતા જથામાં ખવડાવવાથી હાડકાંને તેમજ શરીરમાં શક્તિ આવે છે. મોટી ઉંમરે થોડો દારૂ પીધાથી પણ શરીરમાં ટાકાત રહે છે. કેટલીક જાતની દવાઓ તથા સીરપો મૉલટીન, ઈમલશન, વિગેરે શક્તિ માટે મળે છે.

કૉડલીવર ઓઇલ પીવા હજમ નહિં થાય તો અર્ધી ચમચીથી શરૂ કરી વધારવું, મસાજ કરતી વખતે શરીર પર એ લગાડવાથી પચી નબલાને તાકાટ આપશે.

**રાબડી પીવાની** બદામ, પસ્તાં, ચાર જાતનાં મગજ, દરેક પાશેર લઇ ઘીમાં તળી ઘી કાઢી નાખી બારીક છુંદી સીસીમાં ભરી રાખી એક એક ચમચો ભરીને પાશેર દુધમાં ઉકાળી સવારના પાવું. એક ચમટી સુંઠની ભુકી તથા એલચી જાયફલની ભુકી તેમાં નાંખવાથી તે હજમ થશે.

ભુખ લગાડવા માટે કેટલીક જાતના કડવા વાઇન, ઓરંજનો અર્ક તથા જેનશીયંન નામની દવા કઇ પણ પાવાથી ફાયદો થશે.

---

## પ્રકરણ ૫૧.

---

## પેટમાં દુખે તેનો ઇલાજ તથા જુલાબ, મરડો, રેતી.

---

**૩૪૧—અદહજમી** અથવા ખાધેલું નહિ જરવાથી પેટમાં દુખે તો બ્રેન્ડી અથવા આદુનો રસ, જીંજર વાઇન ગરમ કે ઠંડું પાણી નાખી પાવો. મરીની ચાહ આપવી. જીજર એલ પણ પાવાથી નરમ પડશે.

આદુ ને નીમક ભેળીને ખવડાવવું, અને અગત પડે તો તુરત જુલાબ આપવો. સહવારમા ભુખે પેટે લીંબુનો રસને ગ્લીસરીન એક એક ચમચો અર્ધા ટંબ્લર પાણી સાથે પીવાથી હોજરી બરોબર કામ કરશે.

**ચુંકો** Colic થઇને પેટમાં ઘણું દુખે તો ઘણો જુનો શેરડી અથવા દ્રાક્ષનો સરકો અર્ધું ગ્લાસ પાવો, અથવા ચણાના ઝાડ પર રાતથી કપડું ઢાંકી રાખી દવાથી ભીનાય ને સહવારમાં ઉંચકી લઇ તે પાણી નીચવી સીસીમા ભરી રાખી એક ચમચી કોઇક પાય છે. ગરમ ફ્લેનલના શેકે પણ ફાયદો થશે.

**સરદીનું પેટમાં દુખે** તો કોઇબી જાતનો શેક કરવો અથવા તો તુવાલ કે ફ્લેનલનું કપડું ગરમ પાણીમા બોળી તે પર થોડાં ટરપીનટાઇનનાં ટીપા રેડીને પેટ પર મુકવું.

રાઇનું પ્લાસ્ટર પીપરીપર મારવું. બ્રૅન્ડી કે કોલોનવૉટર પેપરમીન્ટનું તેલ કંઇ પણ લગાડવાથી સરદીનું દુખતું નરમ પડશે.

ઝાડો પેટ નાનાં બચ્ચાંને દુધ હજમ નહિ થવાથી આવે અર્ધી ચમચી લેકટીક એસીડ, ચાર ચમચી પાણી ને પાંચ ચમચી સાકર સીસીમાં ભેળી રાખી દુધ પછી થોડે વખતે એક એક ચમચી પાવું. મોટાં માણસને પણ લેકટીક એસીડ પાણીમાં પીધાથી ફાયદો થશે.

સાકરનો ટુકડો અથવા બતાસા કે ખાંડ એક ચમચી ઉપર પેપરમીન્ટનાં અર્કનાં ત્રણ ચાર ટીપાં નાંખી ખવડાવવું, મોઢું બંધ કરી રાખવું, સરદી, પવન અથવા બદહજમીનું દુખતાં પર અજમાવવું. તજ, લવંગ, એલચી, જાયફલ દરેક પા તોલો લઇ ખોખરૂં કરી બે કપ પાણીમાં અર્ધો કલાક ઉકાળી ગાળી કાઢી દિવસમાં બે ત્રણ વખત પાવું. જોઇએ તો મીઠાસ થોડો નાખવો.

**પવન પેટમાં** ગબડયા કરે તો હીંગ ઘસીને પેટ પર લગાડવી, અથવા ડુંટીમાં તપખીર દાબવી. પેપસીન Pepsin નામની દવા અથવા ગોળીઓ ખાવા આગલ યા પાછલ લીધાથી ખાધેલું જેરવે છે. ગરમ પાણી એક પ્યાલામાં સોડા બાઇકાર્બ એક ચમટી જેટલો નાખી સહવારે ભુખે પેટે તેમજ રાતે સુતી વખતે પાવું. મેદા સુઠના ટુકડા આખા ઘીમાં તળી કાઢી બે દીવસ સુધી તડકામાં સુકવીને બારીક છુંદી ચાળી તેના વજનની ખરી સાકરની છુંદેલી ભુકી ભેળી સીસીમાં ભરી રાખી ખાધા પછી દિવસમાં ત્રણ વખત એક અથવા અર્ધી ચમચી અગત મુજબ ફાકવી. કોઇબી રીતનું પેટમાં દુખતું હોય તો એનાથી ફાયદો થાય છે. સીતાબનાં સુકાં પાંદડાં કોઇક બદહજમીનાં પેટ આવતા પર ખવાડે છે.

**૩૪૨–સાધારણ પેટ બંધ કરવાં** કુમલી ચાહ દુધ વગરનીમાં ખડી સાકર એકુ બે ચમચા નાખી ઘણી મીઠી બનાવીને પાવી. બીસમથ Bismuth નામની દવાની સફેદ ભુકી પણ સાધારણ પેટ બંધ કરવા નાના માટે બેથી પાંચ ગ્રેન ને મોટાને તેથી વધુ આપવું અગત પડે તો શેક કરવો. પોર્ટવાઇન અર્ધું ગ્લાસમાં ખડી સાકર છુંદેલી અર્ધી ચમચી પીગળાવી પાવાથી સાધારણ પેટ અવતાં બંધ થશે. જોઇએ તો થોડો વખત ચાલુ રાખવાથી તાકાટ પણ આપે છે.

**બદહજમી** કે બાદીનાં પેટ આવે તે તુરત બંધ કીધાથી નુકશાંન થશે, પેટમાનો કચરો નીકળી ગયા પછી બંધ કરવાં. ત્યાર પછી અગત લાગે તો જુલાબ આપવો. થોડા દિવસ પાણી સાથ ગ્લાઇકોથાઇમોલીન Glycothymoline અથવા લીસ્ટરીન Listerine નામની દવા અર્ધી ચમચી જેટલી પાવાથી બદહજમી પર ફાયદો કરે છે.

એલચીને આખી છાલ સાથે કાચી અથવા ભુંજીને બારીક છુંદી સાકર સાથ ભેળીને ખવડાવવી, તે બદહજમી પર ફાયદો કરશે, અથવા જાવંત્રી વરીઆળી ને અજમો સરખા ભાગે લઇ બારીક વાટીને બે આની ભાર આપવું.

**ગરમીનાં પેટ** આવે તે પર કુમળાં નાલીએરના કાકરાનું પાણી ને ખજુરીનો મીઠો નીરો એક એક વાઈન ગલાસ ભેળી સહવારમાં પાવું.

દાડમની બંધ કુમળી કળી ખીલ્યા વગરની લેવી, થોડા ધાણા, ખસખસ, વરીઆળી ને ખડી સાકર સર્વે સાથે ખલમાં છુંદવું અથવા પાટા પર પીસીને પાણીમાં મેળવી કપડાં વડે ગાળી તે પાણી પાવાથી પેટ બંધ થાય છે. ખાટાં મીઠાં એક આખાં દાડમનો રસ કાઢી તેના ઠળીઆને પણ છુંદી તેનોબી રસ દાબીને નીચવી બંન્નેને ભેળી થોડો થોડો પાવાથી બદહજમીનાં અથવા કોઇબી જાતનાં પેટ આવતાં પર ફાયદો કરશે, કલોરોડાઇનનાં દસ બાર ટીપાં પાણી સાથ પાવું.

**અતેસાર ચાલુ પેટ** કોઈને આવતાં હોય જેને સ્પ્રુ Sprue કહે છે તેપર કાચાં બેલ ફુટ તોડી તેમાંનો ગર પાણીમાં ભીનવી ગાળીને સાકર નાખી સહવારમાં ભુખે પેટે પાવાથી ઘણાકને ફાયદો થાય છે. પાકાં પણ અપાશે, એનો પાક પણ ખાય છે. એવાં દરદીનુ મોઢુ અંદરથી કેટલીક વખત લાલ રહે છે.

**ફાકી પેટ બંધ કરવાની** એલચી, સુંઠ–ધાણા, જાયફલ, ને દાડમની છાલ દરેક તોલો પા, વરીઆળી ને ખસખસ દરેક નવટાંક સર્વેને છુટું છુટું લોઢી પર ભુંજીને બારીક છુંદી ચાળીને ભુકી સીસીમાં ભરી રાખી અગત પડે ત્યારે એક ચમચી લઇને અર્ધી ચમચી સાકરની ભુકી ભેળી આપવી.

**કોલેરાનાં પેટ** નીતર્યાં કાંજી જેવાં આવે છે તે દરદીને પાણાની ઘણી તરસ લાગે છે પણ પાવું નહિં, આઇસ થોડું ચુશવા આપવું પગમાં આંકડા આવે છે. વાસી દુધની મીઠાઇ, સડેલી માછલી, ટીનમાં પેક કાધેલી માછલી કે તરકારી બીગડેલી અથવા કલાઈ વગરના વાસણમાં પકાવેલું ખાધાથી પણ કેટલીક વખત નુકસાન કરે છે. ચોખા બાફીને કાઢી લીધેલુ પાણી પાવાથી કોઈને ફાયદો થાય છે.

**૩૪૩–જુલાબ સાધારણ** એરંડીઉ સઉથી સારૂં છે, તેમજ સુનામખી પણ વપરાય છે, વીલાયતી મીઠાં મેગનસ સલફ્સ Magnus Sulphus ને સોડા સલફ્સ Soda Sulphus પહેલું બે ચમચી ને બીજું એક ચમચી ભેળી ઠંડાં થોડાં પાણીમાં ભીનવીને રાતથી રહેવા દઇ સહવારમાં ગાળીને પાવું, એટલું અસર નહિ કરે તો થોડું વધુ આપવું; ઘણાખરા જુલાબો ભુખે પેટે લેવા. જુલાબ લેવા સારૂ તેમજ ઘણીક જાતનાં વીલાયતી મીઠાં Salts જુલાબો માટે આવે છે. લીકરીસ પાઉડર પણ વપરાય છે.

**એરંડીઉં પીવા** ગરમ ચાહ, કોફી અથવા દુધ કે ઇંડાંની સફેદીમાં ભેળી લેછે. ગલાસના તળીઆંમાં ગરમ ચાહ દુધ વગરની એક ચમચો રેડી ગ્લાસ આખુ ભીનવી તેપર એરંડીઉં એકુ બે ચમચા નાખી ઉપર થોડાંક ટીપા લીંબુનો કે આદુનો રસ, પેપરમીન્ટ, બ્રેંન્ડી, વિહસ્કી, જીંજરવાઇન, કંઇપણ છેલ્લા નાખવાથી એંરડીઆંનો વાસ કે સ્વાદ ઝાઝો મોઢાંમાં રેહશે નહિ. ગલાસ પહેલાં પાણીએ ભીનવીને વાપરવાથી એરંડીઉં તેને વળગતુ નથી.

લેમોનેડ અથવા લીંબુ કે ફ્રુટના રસ સાથે ભેળીને તુરતજ પીધાથી મુદલ ખરાબ સ્વાદ લાગશે નહિં. એરંડીઉ પીને ઉપરથી ગરમ ગરમ ચાહે કે કાફી થોડીક પાવી. પીધાથી છાતી પરથી ઉતરી જલદી અસર કરશે. મોઢું બંધ રાખી થોડો વખત દમ નહિ લેવાથી પણ તેનો વાસ કે સ્વાદ નીકળી જશે. દવા પીવાની રીતમાં આગલ જુવો.

કેલોમલ Calomel નામની દવાની ભુકી અથવા ગોળીઓ જુલાબ માટે સારી છે, તેનાથી પેટમાંનો કચરો, પીત વિગેરે નીકળી જાય છે. કેટલાંકને તે લીધાથી ઉલટી થતી હોય તો નાના ભાગો કરી પા પા કલાકને અંતરે આપવું.

**ગોળીઓ જુલાબની** રાતે સુતી વખતે લેવી તેની અસર ઘણી ખરી લાંબે વખતે સહવારમાં થાય છે.

**સુનાંમખીનાં** ગામઠી સુકાં ઝીણા પાંદડાં આવે છે તે વીસથી ત્રાસ લઈ એક ગ્લાસ ઠંડા અથવા ગરમ પાણીમાં એક કલાક ભીનવી ચોળી કાઢી ચાહનાં રંગનું પાણી નીકળે તે ગાળીને પાવું, જોઇએ તો ગરમ પાણીમા નાખતી વખતે એક ચમટી જેટલી સુકી ચાહ ને સુંઠનો નાનો ટુકડો નાંખી ચાહે બનાવવાની રીતે લેવું. વધુ માટે આગલ જોવું.

**સુનામખીની સીંગ** વીલાયતી જેને સેના પૉડસ Senna Pods કહે છે જે ઘેરા લાલ રંગની આવે છે, તેમાંની ચાર સીંગ રાતથી એક ગલાસ ઠંડાં પાણીમાં ભીંનવી ને સહવારે પાણી ગાળીને વાપરવુ. એનાંથી પણ જુલાબ થાય છે.

**સુનામખીની ફાકી** બનાવવા ગોલાબના ફુલ, સુનામખી, બેરાંની છાલ, સુકા આમળા, ધાણા, હીમજી હરડે, દરેક નવટાક જેટલું લેવું. હીમજી હરડેને થોડાં માખણમા તળીને બારીક છુંદી બીજી બધી ચીજોની પણ બારીક ભુકી બનાવી ચાળીને સર્વે ભેળી નાંખી સીસીમાં ભરીને રાતે સુતી વખતે તેમાંની અર્ધી ચમચીમાં બારીક છુંદેલી સાકર એક ચમચી ભેળી પાણી સાથે ફાકવાથી ચાલુ પેટની કબજી-આતવાલાંને ફાયદો કરે છે.

**એનીમા** Enema પેટ (ઝાડા) ને રસતે રબરની નળી વડે આપે છે જેને સારૂ એનીમાંના વાસણમાં ફુકું પાણી એકુ બે પાંઈંટ તેમાં સાધારણ બાર સોપ થોડો પીગળાવી વાપરવો, સાબુને બદલે

ગ્લીસરીન અથવા સાલીડ તેલ એકુ બે ચમચા, ને પાણીમાં ભેળવું. કેટલીક વખત નીમક પણ નાખે છે. ડાબી બાજુ કોર વાળાને મોઢું ઉઘાડી દમ લેતા જવું. પેટમાં બીગાડો અથવા વાસ ઘણો હોય તો થોડાંક ટીપાં હીંગના અર્કનાં તેમાં જોઇએ તો રેડવાં. એનીમાની અસર પેટમાં પાણી થોડો વખત સમાવી રાખવા પછી કાઢયાથી સારી થાય છે. વાસણ નહિ હોય તો રબરની લાંબી નળીને ઉપલે છેડે કાચની ગળણી પોઇ જગકે બાટલીમાં બનાવેલું ઉપલી રીતનું પાણી ભરી ગરણીમાં રેડવાથી નળીમાંથી થઇ પેટમાં લાકડાંની નળી વાટે જશે.

**નાનાં બચ્ચાંને પેટની કબજીઆત** વખતે નાની યા મોટી પીચકારી વડે પેટને રસતે ગ્લીસરીન અથવા ઓલીવ ઓઇલ એકુ ઔંસને સુમારે આપવું. અગત પડવે મોટાનેબી આપવી.

**પાવા માટે** ઓલીવ ઓઇલ પેરેફીન, પેરાલીન, ક્રીસમોલ, વિગેરે તૈયાર આવે છે તે એકથી વધતી ઓછી ચમચી બચ્ચાની ઉમરના પ્રમાણમાં રાતે સુતી વખતે પાવું. મોટાંને પણ આપે છે.

વીલાયતી આલુ Prunes ખાય છે, કાળી દ્રાક્ષ ખવડાવવી અથવા તેનું શરબત બનાવીને પાવાથી પેટની કબજીઆત ઓછી થશે, દ્રાક્ષને સમારીને સોજા પાટા પર પીસીને થોડાક કલાક ગુલાબમાં ડુબતી કોડીનાં વાસણમાં ભીનવી રાખ્યા પછી ચુલવે ઉકાળી અર્ધો ગુલાબ બળી જાય ને બધું ચોળીને કપડાંએ ગાળી કાઢીને પાછું ચુલા પર ઘટ સીરપ જેવું બનાવી ઉતારવું. અગત પડે ત્યારે એકુ ચમચી પાવું.

અંજીર તેમજ બીજી કેટલીક ફ્રુટ ખાધાથી પેટનો ખુલાસો રહે છે, અંજીરનું તૈયાર બનાવેલું શરબત Syrup of Figs આવે છે તે જોઇએ તો રાતે સુતી વખતે મોટાંને એક બે ચમચી પાવું, તે બનાવવા માટે એક ઔંસ સુકાં અંજીર બારીક કાપીને એક પાઇંટ પાણીમા ચુલવે ઉકાળી કપડાંએ ગાળી વાપરવુ. હરડે પણ પાણીમા ઘસીને નાનાં બચ્ચાંને પાય છે.

**પાણી ઠંડું કે ગરમ પીવું** એક કપ ભરી સહવારના ભુખે પેટે નાના કે મોટાને ઘણો ફાયદો થશે, જોઇએ તો રાતે સુતી વખત પીવું. બદહજમી કબજીઆત વિગેરે દુર થશે.

## મરડાનો ઉપાય, તથા કરમ વિષે.

**૩૪૪–મરડાની** Dysentery **શરૂઆતમાં** તુરત એરંડીયાનો જુલાબ આપવો, દુધ, કાંજી, છાશ, હંડકવાલો ખોરાક આપવો, લોહી સીમત પડતું હોય તે બંધ થવા વગર ખાવાનો ખોરાક આપવો નહિં.

પેટમાં દુખતું હોય તો શેક કરવો. નરમ નહિ પડે તો અલસીની પોલટીશ અવારનવાર ત્રણ ચાર વખત દિવસમાં કરવી. નીમક ગરમ કરી કપડાંની પોટલી બાંધીને નીચે સફરા આગલ શેક કરવાથી પણ દુખારો નરમ પડે છે. સુકા આખાં દાડમને છોલી, દાણાં કાઢી નાખી,

છાલને બહારની બાજુથી પોર્ટ વાઇનમાં ઘસવી, અંદરનો થોડોક ગર આવે ત્યાં સુધી; એક વાઇન ગ્લાસ પાણીમાં એક ચમચી ઉપલું ઘસેલું નાંખી પાવું, એ મુજબ દીવસમાં ત્રણ વખત ઘસીને પાવાથી ફાયદો થાય છે. એ ઉપરાંત એક ચમચી ઇસબગોળનાં બી જરા લોઢી પર શેકી તેમાં એક ચમચી ખાંડ અથવા ખરી સાકરની ભુકી સાથ ખવડાવવું. ત્રણ વખત દાડમની ઘસેલી છાલ ને ત્રણ વખત ઇસબગોળ અવારનવાર બંધે આપવાથી ગમે તેવો મરડો નરમ પડી જશે.

ધાણાંને પાણીમાં થોડો વખત ભીનવી ગાળીને મરડા પર આપવું. દાડમની છાલને થોડાં પાણીમાં ઉકાળતી વખતે એકુ બે લવંગ નાખી ગાળીને પાવું. બે મોટા ચમચા સોજો સરકો, એક મોટો ચમચો સોજું નીમક ટેબલ સોલ્ટને ગરમ પાણી એક પાંઈટમાં મેળવી ઠંડું પડેને એક વાઇન ગ્લાસ ભરીને બબે કલાકને અંતરે પાવાથી કેટલાકને ફાયદો કરે છે. નાનાં બચ્ચાંને એનો ચોથો ભાગ આપવું. મધમાં મેથીનાં પાંદડાંના રસનાં થોડાં ટીપાં ભેળી પાવો. માંગુસતાનની છાલ પાણીમાં ઘસી છુંદેલી ખરી સાકર ભેળી પાવું"

બેલ ફ્રુટનું સીરપ Syrup Bael તૈયાર મળે છે, તે એક ચમચો ઠંડાં પાણીમાં ભેળી દિવસમાં બે ત્રણ વખત પાવું, તેમજ બેલ ફ્રુટનો મુરબ્બો પાક વિગેરે બને છે તે પણ મરડા ઉપર ખવાડ્યાથી ફાયદો થશે કાચાં કે પાકાં બેલ ફ્રુટને તોડી પાણીમાં ભીનવી કસ કાઢીને પાવું.

વરીઆળીને ભુંજી બારીક છુંદી એક ચમચી ભુકો ને એક ચમચી ખડી સાકરની ભુકી સાથે ફાકવી. સંગજીરૂ ને મલાઇ આપવી.

દાડમની છાલ ને માયફળની ભુકી સરખાં વજનની ભેળી દિવસમાં બે ત્રણ વખત આપવી. ઇંદ્રજવને શેકી બારીક છુંદી કપડાં વડે ચાળીને તે ભુકી અર્ધી ચમચી જેટલી અમથી અથવા ખડી સાકર સાથ ભેળી ખવડાવવી.

ફાકી બનાવવા માટે ઇંદ્રજવ ૦। તોલો અધકચરા ભુંજવા પછી છુંદવા, જાયફળનો ટુકડો ભુંજ્યા વગર છુંદવો. બારીક ખડી સાકર છુંદેલી બે ચમચી એ સર્વે સાથે ભેળી નાખી અર્ધો ગ્લાસ પાણીમાં ઉપલી મેળવણીમાંથી રાતે એક ચમચી ભીંનવી રાખીને સવારમાં ભુખે પેટે પાવું. જરૂર જણાય તો સાંજે પણ આપવું. જો પીવા ન ગમે તો સાકર સાથે તેની ગોળી વાળીને આપવી.

કાચાં ઇંડાની સફેદીને કફ ચઢાવી તેમાં છુંદેલી ખરી સાકર થોડી ભેળી બનતાં સુધી એકુ બે ગોટમાં ગળાવી દેવી. ઇસબગોળનાં બી ચુંટી કાંકરા કાઢી એક ચમચી ત્રણ ચાર ગ્લાસ પાણીમાં ભીંનવી ત્રણ ચાર વખત એક એક ગ્લાસ પાવું. જેમ બીઆં ફુલીને મોટાં થશે અને ઘણા કલાક રહ્યાથી પાણી ચીકણું થશે તેમ તે વધારે ફાયદો કરશે. જોઇએ તો પીતી વખતે તેમાં થોડી સાકર કે ગુલાબ નાખવું. ઉંટીઉ જીરૂં પાણીમાં સાકર સાથ રાતે ભીંનવી સહવારમાં ઘટ બંધાયને સહવાર સાંજ એક એક ચમચો ખવડાવવું.

પ્રમજી દરદેને ઘી કે એરંડીઆનો હાથ લગાડી ઠીકરાં ઉપર ભુંજી છુંદીને એક એક ચમચી સાકર અથવા તેના શીરા સાથે દિવસમાં બે ત્રણ વખત આપવી. જાયફળ ૧, એલચી ૧૦, સુંઠ, ખસખસ દરેક નવટાંક એલચી સાથે ઠીકરાં ઉપર શેકીને બારીક ભુકો કરવો. જાયફલને ખમણીને ભુકો કરવો. પછી છુંદેલી સાકર પાશેર સહેજ માખણ લઇ સર્વેને ચુહલા ઉપરા જરા શેકીને એક એક ચમચો વાપરવું.

અફીમ અર્ધો વાલ જેટલુ, ગોખરૂ, તોલો એક, ખુરાશાંની મીરચી તોલો પા જાયફલ તોલો એક, એ સર્વેને છુંદીને ગોળ સાથ ગોળી બનાવીને આપવી. ખસખસ, ખડી સાકર તથા આખી એલચી સરખાં વજનનું ત્રણે લઇ છુંદીને ભેળી નાંખવું. એલચીને પહેલાં છાલ સાથ ચુહલા પર શેકીને પછી છુંદવી. બીલમરી બેને છુંદીને એક બાટલી પાણી, સુઠના એક ટુકડા સાથે નાખી ચુહલે ઉકાળી અધુ પાણી, બળેને ગાળી કાઢી દિવસમાં ત્રણ વખત બે થી ત્રણ ચમચા આપવું.

મરડા પર વીલાયતી કરતાં ઊપલાંમાંના કોઇબી દેશી ઉપાયો વધુ ગુણ કરે છે, ઉપલામાંથી કોઇબી ઉપાય કરવા.

**૩૪૫–કરમ નાનાં બચ્ચાંને** Roundworm તેની નીશાણી તેઓ નાક ઘણું ચોળ્યા કરે તે ઉપરથી જણાય માટે તે વખતે ગળાંમાં સીતાબના પાદડાં સુતરે બાંધીને પહેરાવવાં તેના વાસથી કરમનું જોર ઓછું થશે.

કરમનું જોર લાગે તો તુરત એરંડીઆનો જુલાબ આપવાથી પડી જશે, કોઇકને મોઢા કે નાકને રસ્તે પડે છે, કોઇ વખતે માંથે ચઢી જઇ નુકશાન કરે માંથા પર અરીઠાનું ફીણ ચોપડે છે

સીતાબનાં પાંદડાંના ચાર પાંચ ટીપાં ચોળીને નીચોવીને એક મુઠી ભર ધાણાને ખોખરા કરી રાતથી અર્ધા શેર પાણીમાં બીનવી તેનું પાણી સવારે ગાળી કાઢી એક ચમચો લઈ પેલાં સીતાબનાં ટીપાં ભેળીને પાવું. ધાણાનું પાણી કાઢી નહીં નાંખવું, સીસીમાં ભરી રાખવું. દાડમની છાલ ઉકાળેલું પાણી પાવાથી પણ ફાયદો થશે.

કપુરનો વટાણાથી બી નાનો ટુકડો લઇ બારીક છુંદી ગોળનું પાણી કરી તેમાં ભેળીને પાવું. હીંગ એક ચણા જેટલી લઇ આતશ પર ફુલવીને મધ અથવા ગોળમાં તેની ગોળી વાળીને ગળાવવી. અખરોટ સાથ કાકડીનાં બી ખવાડવાં.

કાચકો કરમાણી, ધાણા, ઇદ્રજવ, એક પૈસાનું લઇ બારીક છુંદી થોડુંક પાણી નાખી ચુહલે ઉકાળી ઠંડુ પડે ને તે પાણી ગાળીને પાવું, એથી કરમ પડવાના હશે તો પડશે, નહિં તો જોર કમતી થશે.

કવોશીઆ Quassia નામની દવાને પાણીમાં નાખી ગાળીને પાય છે. સેનતોનીન નામની સહેજ પીળી ચળકટી દવાની ભુકી કરમ માટે આપે છે. નાનાં બચ્ચાંને પાથી અર્ધા ગ્રેનને સુમારે અને મોટાંને પાંચ ગ્રેન પાણી સાથ અથવા એરંડીઆમાં ભેળીને આપે છે.

**મોટા કરમ** Tape worm ચપતા ને કેટલીક ફીટ લાંબાં કોઇને થાય જેનો સબબ ખરાબ ગોશ ખાધામાં આવ્યાથી થાય છે.

**૩૪૬–પીશાબ** ગરમીમાં ઓછી ને સરદીનાં દિવસોમાં કેટલીક વખત ઘણી થાય છે, તેમજ કેટલાક ને નબળાઇને લીધે થાય છે. આખા દિવસમાં ચાલીસથી પચાસ ઔસ સુમારે થવી જોઈએ, એમા પાણી ખાર, ચુનો, મેગનીશીઆ વિગેરે હોય છે.

**ઘણી થતી બંધ કરવા માટે** તલ ને સાકર ભેળીને ખવડાવવી, અથવા ખસખસના પોસના નવાં તાજા ફુલને પાણીમાં ઉકાળી તેને શેક કરવો, ગરમ પાણીની બેગ પેડુ પર મુકવી.

**પીશાબ બંધ થયલી છુટવા** બ્લોટીંગ પેપર સોજું લઇ પાણીમાં ભીનવી પેટ પર મુકવું; અથવા હજરતે હાઉ નામનો સફેદ રંગના ઢળીઆ જેવું આવે છે તે પાણીમાં ઘસીને પેડુ પર કોઇક લગાડે છે. કેસુરીના ફુલનાં વરાળીઆં કરી પેટે બાંધવાં અથવા તો પાણી ઉકાળતી વખતે તેમાં થોડો સુરોખાર નાંખી સેહવાય તેવું પાણી કીટલીની ધાર વડે પેડુ પર રેડવું યા તેમાં કપડું બોળીને મુકવાથી પણ બંધ થયલી પીશાબ છુટશે. બાર્લી વોટર પુરતું પાવું.

પીશાબનો રંગ તાવમા લાલ તથા ઘેરો થાય છે ગદલી અથવા બીજો કંઈ ફેરફાર લાગે તો ડૉકટર પાસ તપાસાવવી.

**યુરીક એસીડ** Uric Acid પીશાબમાં જતી ડૉકટર પાસ તપાસવાથી માલમ પડે તો માંસનો ખોરાક ઝાઝો લેવો નહિ, ભાજી તરકારી મુળા વિગેરે વધુ ખાવું; કેટલી વખત વધુ એસીડ જવાથી હાથ પગના સાંધાઓ સુજી આવીને દુખે છે. ગુરદાનું દરદ કોઈ ને પીશાબ તપાસ્યાથી માલમ પડશે.

**મીઠી પીશાબ** Diabetes જે પીશાબને તપાસ્વાથી માલમ પડે છે તેવા માણસે મીઠાસવાળી ચીજો મુદલ ખાવી નહિ, સાકર કે ખાંડને બદલે કેટલાંક ગ્લીસરીન કે સેકરીન વાપરે છે.

કુમલાં નાલીએરનું પાણી, છાશ, બાર્લી વૉટર વિગેરે પીધાથી ફાયદો થશે અને પીશાબમાં આગ બળતી પણ નરમ પડે છે.

પાંઉને બદલે બાજરીના આટાની અથવા ઘઊનાં થુલાંની રોટલી ખાવી. ખોરાકમાં ભાજી, મુળા, દોધી, કોબી, ઇંડાં, દુધ, કથોળ, ફ્રુટ લેવું માંસનો ખોરાક ઝાઝો આપવો નહીં. કાળાં જાબુંના ઠળીઆને સુકવી તેની બારીક ભુકી કરી ચાળીને અગત પડે ત્યારે દિવસમાં એકુ બે વખત અર્ધી અર્ધી ચમચી ઠંડાં પાણી સાથ ફાકવી. જાંબુની બનાવેલી વિલાયતી દવા પણ આવે છે.

એ દરદવાલાને શરીર પર ગુમડાં, પાથાં પણ નીકળે છે. રૂઝાવા માટે ટેનીન નામની દવાની ભુકી છાંટીને પાણી વડે ધોવું; પાકવીને ફોડવા માટે પાછલ આપેલો ફુલ્લાનો મલમ અજમાવવો અથવા પાકાં

અંજીરને ધોઇ છોલીને ગરમ કરી કપડાંમાં મુકી તેની પોલટીસ કીધાથી જલદી ફુટે છે, કોઇ વેગનાની પોલટીસ પણ કરે છે. નસતર વડે ચીરવા કરતાં પોતીકી મેળે ફુટે તો સારૂં.

## રેતી તથા પથરી વિષે.

૩૪૭–**રેતી** પર કારાકુરા નામની એક જાતના ઝાડની છાલ આવે છે તેને છુંદીને ઝીણાં કપડાંમાં ચાલી રાખવી, કેસુરીનાં નવાં સુકાં ત્રણ ફુલને એક પ્યાલા ઠંડા પાણીમાં રાતથી ભીંનવી રાખી સહવારમા ઘણું સકારેથી તે ફુલને ખુબ ચોલીને પાણી ગાળી કાઢી છુંછો ફેંકી દેવા. ઉપલી ભુકી એક ઉપર વેર ચમચી ભરીને તે પાણીમાં બરોબર મેળવીને ભુખે પેટ પાવું; રેતીનો ઘણો દુખારો હોય તો સાંજે પાછું એજ મુજબ આપવું. રેતી હશે તે બધી એ દવાથી પડી જાય છે અને પથરી પણ બંધાયલી કેટલીક વખત નીકળે છે; પથરી બંધાયલી કોઈકને ઓપરેશન કરી કાઢવી પડે છે, એ કારાકુરાની છાલ સાધારણ લાકડાંને રેંખતાં જે છોડાં નીકળે છે તેવાં નાનાં ગોળ ચકરડાં જેવી બે ઇંચને સુમારે પહોળી હોય છે, ગાંધીઓની દુકાને મળશે, અમઠી કુરા નામની છાલ પણ આવે છે તે નહિં લેવી. રેતીની લાંબા વખતની અડચણ એ ચીજ ચાલુ બે ત્રણ માસ વેર પીધાથી નીકળી જાય છે, જો કે પીધામાં ઘણું કડવું લાગે છે. કુમલાં નાલીએરનાં કાકરાનું પાણી ચાલુ પીવું અથવા રાતે સુધી વખતે કોઇકને ઓલીવ ઓઈલ પીધાથી ફાયદો થાય છે.

જવખારનો એક ઘઊં જેટલો ટુકડો પાન સાથ ખવાડયાથી રેતી પડી જઇ દુખારો નરમ પડે છે.

ગોલની અથવા ખાપરી ભાજી કંઇબી ખાધાથી કોઈની રેતી પડી જાય છે. સેક કીધાથી પણ દુખારો નરમ પડશે.

૩૪૮–**હરસના મસા** Piles ઘણું ખરૂં પેટની કબજીઆતને લીધે કોઇકને મસા થાય તે સારૂ અવાર નવાર જુલાબ લેવો. કેટલાંકને એનીમાથી ફાયદો થાય છે. સરદી ભીનાશવાલી તેમજ કઠણ જગ્યા પર બેસવું નહિ. લગાડવા માટે સરમાઉ ઝાડનાં પાંદડાં આખાં વચમાંની દાંડી સાથે લઇ છુંદીને લેપની માફક બનાવી બાંધવાથી ફાયદો કરશે. લોહી બંધ કરવા આઇસ નાના ટુકડા સફરામાં મુકવા, ફટકડીનું પાણી વાપરવું અથવા હેઝલીન ને લેનોલીને સરખું ભેળી લગાડવાથી લોહી બંધ થશે. માંયફળ એક ઔંસમાં અફીમની ભુકી આઠ ગ્રેન ભેળી લગાડવું.

ઓપરેશન કરાવીને મસા કેટલાંકને કઢાવી નાખવાથી સારાં થાય છે.

**ભગનદર Fistula** નામનું દરદ સફરામાં થાય છે, જેની પર અલશીની પોલટીસની પોટલી કરી બાંધી રાખવી. દિવસમાં ચાર પાંચ વખત કરવાથી ફુટી જઇ લોહી પરૂ નીકળી જતા પછી એક જાતનું

મુળ્યું વાખેરી ભાતે નામનું આવે છે તેને પાણીમાં ઘસી સફરાની બહાર તેમજ આજુબાજુ લગાડવાથી એ દરદવાળાંને ઘણો ફાયદો થાય છે, તેમજ કોઇકને છેક ઉંડુ અંદર વેર ગયલું એ દરદ ઘણું હેરાન કરે છે ને બેસી ઉઠી પણ શકાતું નથી તેને પણ કેટલીક વખત ઓપરેશન કીધાથી સારૂં થશે.

**પેટમાંના દરદો** જેવાં કે કેનસર, વસુરી વિગેરે જે બહારથી પારખી નહિ શકાતા હોય તેને એકસ રે X ray વડે સબી લીધાથી તેમાંથી સમજી શકાય છે.

---

## પ્રકરણ પર.

---

## ઊલટી, અડગરી, ફેર, ઊંઘ વિગેરે.

---

**૩૪૯–ઊલટી** કેટલીક વખત બદહજમી અથવા પીતનાં જોરે પણ થાય છે.

**ઊલટી લાવવા** એક ટંમ્બલર પાણીમાં એક ચમચી નીમક કે રાઇ નાખી પીવું, ગરમ પાણી અથવા ઘણો સરખો સોડા પીધાથી પણ ઊલટી થશે, જોઇએ તો ગળાંમાં પીછ ફેરવવું. કેટલીક ઝેરી વસ્તુ કે દવા પીવામા આવે તો તેને ઊલટી કરીને કાઢવા ગરમ ચાહ કે નીમકનુ કે રાઇનું પાણી ઘણું સરખું પાવું, એસીડ કંઇ પણ જાતની પીધામાં આવે તો બનતાં સુધી ઊલટી કરાવવી નહિં, પણ દુધ પુરતા જથામાં પાવું, ડૉકટરની મદદ તુરત લેવી. વધુ અકસ્માતમાં જુવો.

**ઊલટી બંધ કરવા** ઠંડો લેમનેડ, લીંબુ પાણી સાથ પાવું. આઇસ ચુશવા આપવું, લવંગ મોઢાંમાં રાખ્યાથી પણ ઊલટી અટકે છે.

પીતના જોરની ઊલટી થયા કરે તો દાડમનું શરબત પાવું, બીસમથ નામની દવા સહેજ લઇ પાણીમાં પાવાથી નરમ પડશે.

ઊલટી કોઇકને ઓપરેશન માટે કલોરોફોર્મ સુંઘાડવા પછી પણ ચાલુ ઘણી થાય છે તે વખતે કંઇબી ખોરાક ઘણો પાવો નહિં. ચમચી વડે અથવા ફીદીગ કપે એકુ બે ચમચાને સુમારે ઠંડુ પાણી, ચંમપીન કે ગરમ લેમનેડ પાવો અથવા આઇસની નાની ટુકડી ચુશવા આપવી કોઇ ચીજ ખાધેલી પીધેલી કે દવાની ઉલટી થયા કરે તો આઇસમાં ઠંડું કરી પાવું અથવા ખવડાવવું. સફેદીનું પાણી આલબ્યુમન વૉટર પણ આપવાથી તાકાટ આપી બીજા ખોરાકની ગરજ સારે છે. જખાં સુકાયા કરે તો પાણી અથવા કુમળી ચાહના કોગરા કરાવવા.

બોચી પર ને પાંસળીઓની વચ્ચે પીપળી ઊપર રાઇનું પ્લાસ્ટર મારવું, અથવા પાંઊને પોર્ટવાઇનમાં ભીનવી પીપળી કે છાતી પર અવારનવાર મુકયાથી કોઇકની ઊલટી બંધ થશે.

**દરીઆ લાગવાથી ઉલટી** ઘણી થાય તો ઊપલા કોઇબી ઊપાય અજમાવવા, કલોરોફોર્મનાં દસ બાર ટીપાં પાણીમાં રેડી પાવા, વુરસ્ટર સોસ Worcestor sauce એક ચમચી ત્રણ ત્રણ કલાકે કોઇક પીએ છે. મોઢાંમાં ચાલુ લવંગ રાખવું. દમ ઊપર રાખી પેટ અંદર દબાવી ને થોડો વખત રાખવાથી પણ ઊલટી અટકે છે.

કોઇક સ્ત્રીને મહીના સાથ ઊલટી ઘણી થાય છે તે વખતે થોડું થોડું ખાવું પીવું. ઘણું લીધાથી પાછું નીકળી જશે. આઇસ જોઇએ તો મોઢામાં ચુશવું અથવા ઠંડો કાંધેલો ખોરાક લેવો. થોડાં લવંગને પાણીમા ઉકાળી ગાળી તે પાણી થોડુંક પાવું.

કયુમીસ Koumiss એક જાતની દુધની મેળવણીથી બનાવેલું દવાવાલા Chemist ની દુકાનેથી મળે છે તે તાજું બનાવેલુ પાવાથી ટાકાત રહેશે. બીજા દિવસ વેર રાખવું નહિ છાશ તથા બીજી મેળવણીથી અને ગાયનાં કે ઘોડીનાં દુધમાથી પણ એ બને છે, સાધારણ રીતે એ બનાવવા માટે છેલ્લે પરચુરણમાં જુવો. ફાડેલા દુધનુ પાણી જોઈએ તો પાવું.

**૩૫૦–અડગરી** (અટકડી) ચાલુ આવતી હોય તો થોડો વખત દમ લીધા વગર એક બે ત્રણથી જ્યાં સુધી ગણી શકાય ત્યાં સુધી મનમાં ગણવા અથવા પાણીનાં સાત કે નવ ગોટ ગણીને પીવા. પાણીનાં ગ્લાસ પર કપડું ઢાંકી તેમાંથી પાણી પીવાની તજવીજ કરવી. ઘણો દારૂ પીનારને પણ ચાલુ અડગરી થાય છે.

જમણા હાથનો અંગુઠો ડાબા હાથની હથેલીમાં દાબી રાખવો અથવા તો નાક મસળવું. નેસનો ધપકારો Pulse ને થોડો વખત દાબી રાખવી. તપખીર સુંઘવી. આઇસ અથવા સાકર અમથું ચુશવું અથવા તે પર કલોરોફોર્મનાં બે ત્રણ ટીપાં નાખવાં. સોજો સરકો ચુશીને પીધાથી અડગરી બંધ થશે, જોઈએ તો ખડી સાકર તેમાં બોળીને ચુશવી, ઊપલામાંથી કંઇબી કરવું.

કોઇ વખત માણસને એકદમ ચમકાવ્યાથી પણ બંધ થઈ જશે, પણ નબલી છાતીવાલાને તેમ કરવું નહીં. કાંનનાં ચાપકા પર કોઇક થુક અથવા પાણી લગાડે છે. પેટપર ઊંધુ સુવાથી પણ અડગરી બંધ થશે. ગરમ પાણીમાં સોડા બાઈકાર્બ, સુંઠના અર્કનાં થોડાં ટીપાં એમાંની કંઇપણ ખીજ નાંખીને પીવું. પીપરી પર રાઈ મારવાથી બંધ થાય છે.

**અડગરી ચાલુ રહે** વડનાં પાકાં પાન તવા ઉપર પહેલે બાળીને પછી બારીક રાખ બનાવી ગોળ સાથ બંધે ભેળી સરખું એક ટાંક ભારને સુમારે આપવાથી કંતાલાભરેલી અડગરી નરમ પડે છે.

**૩૫૧–અટકાર** (ઓડકાર) ચાલુ આવતા હોય તો બીજોરાંનો રસ અધું ગ્લાસ ને એક ચમચો મધ ભેળી ત્રણ ભાગ કરી દિવસમાં ત્રણ વખત પીવું; બદહજમીના સબબે અથવા છાતીપર પવનનું જોર હોવાથી પણ અટકાર કોઇને આવે છે. તે સારૂ બદહજમી માટેના આપેલા ઉપાય કરવા.

**છાતીપર દાહે બળે** તો એક વાંઇન ગ્લાસ ઠંડાં પાણીમાં બારીક વાટેલું નીમક અથવા સોડા બાઇકાર્બ અર્ધી ચમચી પીગળાવીને પાવું. સોડા મીન્ટ Soda Mint ની ટાંકલીઓ પણ તૈયાર આવે છે જે ખાધા પછી પાણીમાં ગળાવવી. લીંબુનો રસ નીચવીને પાણીમાં ચાલુ પીધાથી ફાયદો થશે, લોહીનો સુધારો થાય છે. ખાસ કરી ગરમીના દિવસમાં પીધેલું સારૂં છે.

**૩૫૨–ફેર** (ચક્કર) કેટલીક વખત સરદીના તેમજ નબલાઇથી પણ આવે છે તે વખતે તુરત બેસી જવું. કેટલીક વખત લોહી ઘણું જવાની અથવા હાર્ટની નબલાઇના સબબે પણ ફેર આવે ત્યારે બનતાં સુધી સુઇ રહેવું. બીછાનાં પરથી ચત્તુ ઊઠવું નહિ, કોરવાલી ને ઉઠવું.

સરદીના ફેર આવે તો બોચી પર રાઇ મારવી, સુંઠ મરીનો સરદીમાં લખેલો કાવો પાવો આંખે પાટો બાંધવાથી ફેર નરમ પડશે દરીઆમાં બોટમાં બેઠેલાંને ફેર આવે તો દુર સામે જોવું નજદીક પાણીમાં જોવાથી વધુ આવશે.

**બેશુદ્ધ થયલાં માણસને હુશીઆરીમાં લાવવા** માટે મોઢાં પર પાણી છાંટવું Smelling Salt નામની દવા સુંઘાડવી શરીરમાં ટાઇટ કપડા પેહરેલાં હોય તો તુરત ઢીલાં કરવાં. ઉંચકવું પડે તો આડું સુતેલું રાખી ઉંચકવું, ઊભું કરવું નહિં. હુશીઆરીમાં લાવ્યા વગર પાણી કે દવા દારૂ પાવો નહિ.

પાવા માટે સ્પીરીટ એમોનીઆ એરોમેટીક Spirit ammonia aromatic અર્ધી ચમચી વાઇન ગ્લાસ પાણીમાં નાંખી આપવું.

**બેશુદ્ધિ પારખવા** માટે આંખનાં ટોપચાંને જરા હાથ લગાડવાથી તદન બેશુદ્ધ માણસ હશે તો ટોપચાં મુદલ હાલતાં નથી પણ થોડીક શુદ્ધિમાં હશે તો તુરત આંખ બંધ કરશે.

**હીસટીરીઆ** કેટલાંકને મગજની કોઇ કારણની ઉશકેરણીથી થાય છે. બેશુદ્ધ માણસને હુશીઆર કરવાની રીત અજમાવવી અથવા મોઢાંપર પાણી છાટવાથી પણ હુશીઆર થશે, જોઇએ તો કાંદો સુઘાડવો. ઢોંગ કરી પડી રહેલું માણસ કેટલીક વખત ગીલી ઘાલવાથી ચમકીને પોતીકી મેળે ઉઠે છે.

**ફીફરૂં** થાય ત્યારે કોઇકને મોઢાં પર ફીણ આવે છે. હોશીઆરીમાં લાવવા પગનાં ટેટાં પર રાઇનું પ્લાસ્ટર પાઓક કલાક સુધી મુકી રાખવું. જોર થાય ત્યારે પડે નહિ તેની સંભાળ રાખવી જીભ બહાર

નીકળી આવેલી કરડાઈ જાય માટે મોઢાંમાં દાતની વચે મોટો બુચ અથવા રબરનો ટુકડો મુકવાથી જીભનો બચાવ થશે.

સુંઠ, ને પીપળ સરખાં વજનનું લઇ બારીક ભુકી ભેળીને તેની ગોળી અથવા ફાકી પાણીમાં આપવાથી કોઇને ફાયદો થાય છે. ઉશ્રાયલાને ઉઠાડવું નહિ.

## ઉંઘ વિષે.

**૩૫૩–ઉંઘતી** વખતે કોઇબી જાતના વીચારોથી મન મોકલું રાખવાથી ઉંઘ જલદી આવે છે, ઘણી ખરી જમણી બાજુએ કોર વાલીને સુવાથી ઉંઘ આવશે. કેટલાંકો કેફી દવાઓ લે છે જે ટેવ પાડવાથી નુકશાન થશે, અગત્યની વખતે ડૉકટર ફરમાવે તેજ પાવી.

સુવા આગમચ તાલક તથા બાલ પર બ્રશ મારવો, તેમ કરતાંબી જો ઉંઘ નાહે આવે તો આંખ ઉપર પાણીમાં ભીનવેલો પાટો બાંધીને સુવાથી ઉંઘ કોઇને આવશે; નાહવાથી કે પગને ગરમ પાણીમાં શેકવા પછી ઉંઘ લાવે છે. સબજાનો પાલો કે ફુલ બીછાનામાં રાખવાથી ઉંઘ લાવશે.

સુવાની પાંચ મિનિટ આગમચ ગરમ દુધ પીવું, અથવા જાયફળની ભુકી થોડીક પાણીમાં નાખીને પીવાથી ઉંઘ આવશે, માથું વધુ ઉંચુ રાખવું.

ઉજાગરો રાતના કરવાનો હોય તો કોફી પીધાથી ઉંઘ નહિ આવશે, તેમજ મોઢાંપર પાણી છાંટયા કરવું.

---

## પ્રકરણ ૫૩.

## મોઢાંની સફાઈ, જીભ તથા દાંતની સંભાલ.

**૩૫૪–મોઢાંનો વાસ** કોઇ વખત બદહજમી અથવા ખરાબ દાંતને સબબે આવે છે, દર વખત ખાધા પછી હમેશાં કોગરા કરવાથી મોઢું સાફ રહે છે. તેમાં રાતે સુતી વખતે ખાસ કરવા.

**કોગરા કરવા** નીચલી કોઇબી ચીજો લેવી, પાણીમાં થોડાં કોલોનવૉટરનાં ટીપાં નાંખવાં, ટંકણખાર, નીમક, ગ્લાઇકોથાઇમોલીન કે લીસ્ટરીન નામની દવા એક ટંમ્બલર પાણીમાં અધી ચમચીનાં સુમારે કઈબી ભેળવું. બોરીક પાઊડર એક ચમટી જેટલો ને નીમક ગરમ પાણીમાં નાંખી કોગરા કરવા. બાવળની છાલ પાણીમાં ઊકાળવી, જોઇએ તો થોડીક ફટકડી ભેળવી. માયફળને પાણી સાથ ઊકાળી કોગરા માટે વાપરવું.

દુધમાં આઇસ ને થોડો ગુલાબ ભેળી કોગરા કરવા, ધમાસો અથવા પોથી પણ પાણી સાથ ભેળી કોગરા માટે લે છે.

ટંકણખાર અર્ધો ઔંસ એક પાઈંટ ગરમ પાણીમાં પીગળાવી ફુકું થાય ને તેમાં કપુરનો અર્ક અર્ધી ચમચી, ટીંક્ચર મીર અર્ધી ચમચી, ભેળીને બાટલીમાં ભરી રાખી કોગરા કરવા સારૂ એક વાઇન ગ્લાસ જેટલુ તેમાંથી એક પ્યાલા ફુકા પાણીમાં નાખી લેવું.

એક લીંબુના રસમાં બે ચમચી ખાંડ થોડાં ટીપાં બદામનું તેલ તથા ગુલાબ એક ચમચી ભેળી વાઇન ગ્લાસમાં અર્ધી ચમચીને સુમારે ભેળી કોગરા કરવા.

**તંબાકુનો વાસ કાઢવા** ઉપલી મેળવણી કોઇબી વાપરવી અથવા દશ ચમચા વરસાદનાં પાણીમાં અર્ધો ચમચો કલોરાઇનેતેડ સોડા ને ઓરંજનાં એસંસનાં થોડાં ટીપાં ભેળી લેવું, અથવા પાણીમાં થોડુ ગ્લીસ્ટરીન ભેળી કોગરા કરવા.

**કાંદાનો વાસ** સરકામાં પારસ્લીનાં પાંદડાં નાખીને ખાવાથી જશે, લવંગ મોઢામાં રાખ્યાથી પણ કોઇબી જાતનો વાસ જાય છે. બદામનાં કોટલાંની ભુકી કરી દાંત પર ઘસ્યાથી કોઇબી વાસ નીકળે છે, મોઢાંમા ફીક આવે અથવા રાતે થુંક ગળ્યા કરે તો લવંગ દિવસે ચુશવું. લવંગ ત્રણ ચમચી ખોખરાં કરી એક પાઇંટ ગરમ પાણીમા એક કલાક ઢાંકી રાખી ગાળી લઈ કોગરા માટે વાપરવું અથવો સુથ કે અક્કલગરો મોઢામાં રાખવો.

**મોઢાંમાં છાગરા** પડે તો ગ્લીસરીનમાં સહેજ બોરીક પાઉડર ભેળી નરમ કપડાંએ અવારનવાર લગાડવું. ફટકડી ને ટંકણખારની ભુકી એક એક ચમટી જેટલી એક ઔંસ મધમાં પીગળાવી દિવસમાં બે વખત મોઢામાંના છાગરા પર લગાડવું. ચીનાઈ કાઠાની ભુકી પણ છાગરા પર દાબવાથી તે સુકાઇ જશે.

**મોઢાં પર સોજો** નબલાઇથી કોઇ વખત આવે તો ચાહના પાણી અથવા કોલોનવૉટર પાણી ભેળી બે ત્રણ વખત ધોવું. હળદર ને સુંઠ પાણીમાં ધસીને ચોપડવી. પીશાબ તપાસવી.

**૩૫૫–જીભ અને ટાળવાથી** આપણને ખોરાકનો સ્વાદ માલમ પડે છે જીભના આગળા તથા સાઇડના ભાગ પર મીઠી ચીજોના સ્વાદ માલમ પડે છે અને પાછલા ભાગપર કડવી ચીજોનો સ્વાદ લાગશે એટલી નાજુકને તીક્ષણ શકતી જીભમા હોય છે કે એક ટીપું ગંધકના તેજાબનું એક હઝાર પાણીના ટીપાં સાથ ભેળેલું મોઢાંમા મુકવાથી તુરત પારખી શકાશે.

સફેદ જેવો થર જીભપર થાય તો તાવની તેમજ પેટના બીગાડાની નીશાની જાણવી. થરો કાઢવા પાણી કે ગ્લીસીરીન બે ઔંસમાં સોડા બાઇકાર્બ બોરીક પાઉડર પા ઔંસ કંઈબી પીગળાવી કપડું આંગળી પર વીંટાળી તેમાં બોળીને જીભ ઉપર ધસવું. વહેલ બોન Whale Bone ની પટી વડે પણ જીભ સાફ થાય છે.

તાઈફૉઇડ તાવવાલા દરદીની જીભ ભુરા જેવા રંગની થરાવાળી હોય. લકવાવાલા માણુસની જીભ એક બાજુથી બહાર નીકળેલી હોય છે અને બોલતી વખતે લડ્ડે છે જેથી બરોબર સમજ પડતું નથી.

**ભમરો જીભ પર ડંખે** તો એકદમ સુજીને મોટી થઇ મોઢું તથા ગળું બંધ થઇ માણુસ ગુંગળાઇ જશે માટે તુરત ઉપાય કરવો.

**જીભ કરડાઇ જાય** તો તે ઉપર બ્રેન્ડીનું પોહોળાઉં મુકવાથી લોહી બંધ થશે, અથવા આઇસનો ટુકડો મોઢામાં મુકવો.

**જીભ દાઝી જાય** તો તે ઉપર ઠંડક માટે આઇસનો ટુકડો અથવા કોગરાની કોઇબી દવા વાપરવી.

**બોબડું બોલવાની** ટેવ સુધારવા હમેશાં પહેલાં ઘણા ધીરે• સાદે દરેક બોલ છુટા સરખા બોલવા, પછી આસ્તે આસ્તે સાદ તેમજ બોલવાની ઝડપ વધારવાથી એ ટેવ મટે છે. દાંત બીડીને બોલ્યાથી પણ કાઈક સુધરે છે.

**જીભ દાંત સાથે ઘસાયા** કરી લાલ ને જાડી થાય તે સારી નહિ, દાંતની અણી જેબી લાગતી હોય તે ઘસાવી નાખવી, તેમજ ઘડી ઘડી કરડાવી નહિ જોઇએ, જીભને નુકશાન પહોંચી કોઇબી ખરાબ દરદ થાય.

**ડપદ્‌–દાંતને સાફ રાખવા** ખાધા પછી તેમજ રાતે સુતી વખતે કોગરા કીધાથી ખોધાની ચીજ ભરાયલી નીકળી જઇ દાંત સાફ રહેશે, વાસ આવતો હોય તો મોઢાની સફાઇમા આપેલા કોગરા કરવા.

સડેલો દાંત સાફ કરાવી ખાડો પડયો હોય તો ડૉકટર પાસે પુરાવી દેવો, જેથી બીજા વધારે સડતા અટકશે. દાંત કોતરવા નહિ, ટાંચણી યા કવીલ વડે કોતરી અંદર ભરાયલી ચીજ કાઢવાથી ઉંડો ખાડો થશે, ને ખાવાનુ ચાલુ અંદર ભરાશે માટે કોગરા કરવા, બ્રશ વડે સાફ કીધાથી નીકળશે અથવા બારીક દોરો દાતની ફાટોમાં ઘસ્યાથી ભરાયલું નીકળે છે. સખત ચીજો મેવાનાં કોટલાં, નખ વિગેરે કરડવાથી નુકશાન થશે, તેમજ ઘણું ગરમ ખાધા પછી તુરત તે પર ઠંડુ પીવાથી ઠંડી ગરમીની ખરાબ અસર દાંતના ઈનેમલ પર થશે.

**સરદીથી દાઢ અથવા દાંત દુખે** તો લવંગ મોઢાંમાં રાખી ચુશવું અથવા લવંગનું તેલ રૂમાં બોળીને મુકવું. સરકો ગરમ કરી ફ્લેનલમાં બોળી તે પર જરા ઘસ્યાથી પણ નરમ પડશે. દાંત દુખતા હોય ત્યાં બ્રેંન્ડીમાં નીમક પીગળાવીને અથવા ગરમ ઘીનું રૂનું પહોળાઉ મુકવું. લગાડવાનો પેસ્ટ ગુંદર અકલગરાનાં મુળીઆંને કપુરની ભુકી સર્વે સરખા વજન કલોરોફોર્મમા મેળવી સીસીમાં ભરી ઢંકણ-વાળી જગ્યામાં રાખી ખપ પડે ત્યારે વાપરવું.

**દાંત કળતા** સારૂ નીમકને ઠીકરાં પર ચુલ્હે ભુંજીને ફુટવા માંડે કે ઉતારી બારીક છુંદીને તેમાંથી એક ચમચી લઈ અર્ધો પ્યાલાં ગરમ પાણીમાં પીગળાવી કોગરા કરવા અથવા છુંદેલું નીમક

ચમટીમાં લઇ કળતા દાંતમાં મુકવાથી પાણી ઝરીને નરમ પડશે. આયોડીનને ગ્લસરીન સરખું ભેળી લગાડવું.

**દાઢ સુજીને** પારો ચઢી આવે તો તે સુજેલા પારા ઉપર નીમક બ્રશ પર લઈ ઘસ્યાથી તેમાંનું લોહી નીકળી સારૂં થશે અથવા તો આયોડીન લગાડવાથી સુજેલો પારો નરમ પડે છે, રૂ કે પીછી વાપરવી.

બહારથી ગાલ ઉપર આંબા હળદર ને રેવંચી ખતાઈ પાણીમાં ઘસી લગાડવાથી પણ અંદરનો પાકેલો પારો ફુટી જઇ નરમ પડશે. ઈંડાંની દાળમા નીમક ભેળી ઘટ પ્લાસ્ટર કપડાં પર કરી જોઇએ તો મારવું. પાંઉની પોલટીશ અથવા સુકાં અંજીરની પાતળી ચીપ કાપી દુધમાં ઉકાળી કાઢી લઇને સુજેલા પારા ઉપર મુકવી.

**દાંત પાડયા પછી લોહી ઘણું જતું હોય** તો બ્રેન્ડી પાણીના કોગરા અથવા પાણીમાં નીમક કે ફટકડી નાંખી તેના કોગરા કીધાથી લોહી બંધ થશે અથવા તે પાણી થોડો વખત મોઢામાં રહેવા દેવું. સહેજ ટરપીનટાઈનમાં કે ફટકડી પાણીમાં પીગળાવી તેમાં રૂ બોળીને મુકવો. બહારથી સુજી આવે તો શેકવું.

**દાંત ઉપર** ફ્રુટ, દવા જેઠીમધ અથવા કોઇ ચીજથી કાળા ડાઘ પડે તો તે પર નીમક ઘસીને પછી ગરમ પાણીના કોગરા કીધાથી ડાઘા નીકળી જશે; દાંત પરના બીડી કે તબાકુના ડાઘો એજ રીતે સાફ થાય છે. પ્યુમીસ્ટોનની ભુકી ઘસી તુરત કોગરા કીધાથી પણ ડાઘા નીકળશે.

**દાંત પીળાને સફેદ કરવા** હાઇડ્રોજન પર ઓકસાઇડ નામની દવા સહેજ આંગળી પર લઇને કોઇ વખત ઘસવી અથવા કપુર સાથના ચાકમાં થોડાં ટીપાં એ દવામાં નાખી તે વડે દાંતણ કરવું. ચાલુ એ દવા વાપરવી નહિ.

**લાલ દાંત** ઘણી પાન સોપારી ખાધાથી થાય છે.

**દાંત કાળા** આખાને કીનારી સફેદ દિશે તે ઘણું કોકેન ખાનારનાં હોય, કોઇક વખત ચાલુ તેવી દવા પીધાથી પણ થાય છે.

**દાંત પર કાળી પોપડી** Tartar બાઝે છે તે કાઢવા મેગનીશીઆની ભુકી કે લીંબુનો રસ ઘસવો, અથવા સાઇટ્રીક એસીડ Citric Acid માં સોડા બાઇકાર્બ ભેળીને લગાડવાથી પણ નીકળશે. તે કાઢવા જોઇએ તો પ્યુમીસ્ટોનની ભુકી ઘસવી.

**દાંતના પારામાં પરૂં** Pus થવાથી કોઇની તબીએતને નુકશાન થાય છે, ખોરાક સારી રીતે હજમ થતો નથી, માટે દાંતના ડૉકટર પાસ તપાસાવી સાફ કરાવવું, અથવા અગત પડવે દાંત પણ કોઈના કાઢી નાંખવા પડે છે.

**બનાવટી દાંત** રાતે સુતી વખતે ધોઇ કાચનાં વાણસમાં પાણીમાં ડુબાડવા સહવારે મોઢું સાફ કરી પાછા ધોઇને પહેરવા પાણીમાં સહેજ બોરીક પાઊડર નાખવાથી વાસ આવશે નહિં.

**મંજન** દાંત ઉપર કોલસો અથવા તેની રાખ ઘસ્યાથી પણ સાફ થશે. ગમે તો અમઠું અથવા તો રાખ સાથે નીમક ભેળી વાપરવું.

દાંત પર બેકીંગ સોડા Baking Soda ની ભુકી ચોળ્યાથી મજબુતી આવશે અને પારા પણ ગુલાબી થશે.

**પેસ્ટ બનાવવા** ગ્લસરીનમાં આરારૂટની તથા મીરહની ભુકી ચાર ઔંસ, તજની ભુકી એક ઔંસ ને ચાક આંઠ ઔંસ ભેળી લેવું. તજની ભુકી ઓરીસ રૂટને મીરહ એક એક ઔંસમાં ટંકણખાર ૫ ઔંસ ને સોજો ચાક દસ ઔંસ ભેળી પેપરમીન્ટના એસંસનાં ટીપાં નાખી થોડું મધ ભેળી ઘટ કરવું.

**ભુકી ચાલુ વાપરવાની** સોપારી બે પૈસાની, માયફલ બે પૈસાના, કપુર બે આનાનો, ફટકડી એક પૈસાની, તથા સોજો ચાક બે આનાનો લેવો. સોપારીને સ્હેજ ગરમ કરીને પછી ઘણીજ બારીક છુંદવી, પછી તેમાં ચાક, માયા તથા ફટકડી એક એક પછી નાંખી ઘણી બારીક થાય ને કપુર ભેળી સામટું છુંદવું. જોઇએ તો કપુરની ભુકી છરી વડે ઓખવીને નાખવી. છેલ્લે બારીક ચાળણીએ ચાળીને જે જાડો ભાગ વધે તેને પાછું છુંદી લઇ ચાળવું. ચપટ બુચની બાટલીમાં ભરી રાખી વાપરવું. એથી દાંત સફાઈદાર ને મજબુત રહેશે. દાંત દુખતો હોય તો પણ તે ભુકી થોડો વખત દાંતમા મુકી રાખી ને પછી દાતણ કીધાથી નરમ પડશે. કેમફરેતેડ ચાક માટે એક ઔંસ કપુર ને પંદર ઔંસ ચાકમાં ભેળવો.

સીંકોનાની ભુકી પા ઔંસ ને કોલસાની ભુકી એક ઔંસ ભેળીને લગાડવાથી દાંત સોજા રહે છે, કોલસાની ભુકીમાં થોડી ખાંડ ને લવંગનાં તેલનાં થોડાં ટીપાં ભેળી લેવું.

કાઠો તથા હીરાબોલની ભુકી ભેળીને દાંત સાફ કરવા.

બદામનાં કોટલાંને છુંદી બારીક ભુકી કરી ઘસવાથી દાંત સાફ થઇ મોઢાંને કોઇબી જાતનો વાસ નીકળશે. જોઇએ તો નીમક ભેળવું.

દાંતનાં તૈયાર મંજન ઘણી જાતનાં પેસ્ટ વિગેરે મેનથોલ તથા બીજી દવાઓની મેળવણી સાથનાં આવે છે.

---

## પ્રકરણ ૫૪.

## ગળું, થાંસો, હાંફણ વિગેરે.

**૩૫૭–ગળું લાલ** સરદીથી તેમજ કોઇકને પેટની ગરમીથી પણ થાય છે. ગળું દુખે તે પર રાઇ માર્યાથી ફાયદો થશે પણ કોઈને આંકડાં આવવાની ટેવ હોઇ તેને મારવી નહિં. કોલોનવૉટરમાં કપડું

ભીનવીને મુકવું અથવા બ્રેન્ડી કે વ્હિસ્કી દારૂમાં નરમ ફ્લેનલ બોળી ગળાંપર થોડો વખત ઘસવા પછી બીજી સુકી ફ્લેનલનો પાટો બાંધવો. અલસીની પોલટીસ શેકીને બાંધવી.

**કોગરા** માટે પોર્ટવાઈન ને પાણી ભેળી અથવા કલેરેટ દારૂ ગરમ કરી છેક અંદર વેર ગળાંમાં લઇને કરવા પછી પાણી થુકી નાખવું, નીમકનાં પાણીએ પણ ગળું સાફ થશે દિવસમાં બે ત્રણ વખત કરવા. પાછળ આપેલી કોગરા કરવાની કોઇબી ચીજ લેવી. કપુરના અર્કનાં વીસ ટીપાં એક પ્યાલાં ખળખળતાં પાણીમાં નાખી બાફ લીધાથી લાલ થયલું ગળું નરમ પડશે.

• **ગળાંમાં લગાડવા** ટેનીક એસીડ ગ્લીસરીનમાં પીગળાવેલી તૈયાર દવા Glycerine Tannic આવે છે તે પીંછી અથવા સળી પર રૂ વિંટાલીને ગળાંની અંદર ફેરવવી અગત મુજબ દિવસમા એક બે વખત, મોઢાંમાં આવે તે ગળી જવી જે અંદર નળીમાં ગયાથી ફાયદો કરશે સીલ્વર નાઈટ્રેટ નામની દવા જો લગાડવી હોય તો ઘણી સંભાળ લેવી, વધુ પ્રમાણમાં લાગી જવાથી કે ગળાંની અંદરની બારીને લાગયાથી આકડાં આવી ગુંગળાઇ જવાનો સંભવ રહે છે.

**ગળુ સુંવાળુ કરવા** લીંબુને ભઠ્ઠીમાં ભુંજીને તેનો ઘટ રસ નીકળે તેના થોડાંક ટીપાં સાકરના ટુકડાપર નાંખી ચુસવું, અથવા અર્ધી ચમચી ખાંડમાં ભેળીને ખાવાથી ફાયદો થાય છે. કેટલાક જાણીતાં ગીત ગાનારાં લોકોએ અવાજ સુધારવા માટે એ ઇલાજ અજમાવેલો છે.

ઈંડાંની સફેદીને કફ ચડાવી તેમાં થોડાં લીંબુના રસનાં ટીપા તથા થોડીક ખાંડ પીગળાવી તેમાથી એક એક ચમચી થોડે થોડે વખતે લેવાથી પણ ગળું સાફ રહેશે, અથવા બાફેલાં ઇંડાંની દાળ રાતે સુતી વખતે ખાવી. લીંબુનો રસ ને ગ્લીસરીન, મધ ને સરકો ભેળીને લેવું. જેઠી મધ કે જીરૂ ને સાકર ચુસવાથી પણ ફાયદો થશે, લીસ્ટરીન અર્ધી ચમચી થોડા પાણી સાથ કોગરા માટે લેવું.

**ગળાંમાં ખખરાટ** થયા કરે તો પાટો બાંધવો નહિ, તેથી ગરમી લાગ્યાથી વધુ થાય છે. કેટલીક વખત અંદરની બારી આગળની નાની જીભ Uvula મોટે થવાથી ગળામા ચાલુ ખખરાત ને થાંસો થયા કરે છે કોઇકની ડૉકટર પાસ એ કપાવી કાઢવાથી નરમ પડે છે.

**અવાજ બેસી ગયલો** હોય તો એક પ્યાલા પાણીમાં પાંચ લસણની કળી નાખી ચુલ્હે ઉકાળી અર્ધું પાણી બળી જાય ને તે ગાળી કાઢી તેમાં તેટલુંજ મધ ઠંડુ પાડવા પછી ભેલીને એક એક ચમચી દીવસમાં બે ત્રણ વખત પાવાથી સાદ ખુલશે.

**ચાવણીઆં** અથવા કાન આગલનાં હાડકાં સરદીથી દુખે ને ઊંઘાડતી વખતે અડચણ પડે તો બદામનું તેલ, કોલ્ડ ક્રીમ કે બીજી કંઈ ચીકાશવાલી ચીજ મસળવાથી સાંધા છુટા થઇ નરમ પડશે.

